દુઃખથી લેપાતો નથી.[૭૫] 'આત્મા કર્તા નથી ને ભોક્તા નથી,' એવા જ્ઞાને કરી બુદ્ધિને અસંગ કરતો એવો નિઃસંગ પુરુષ, શરીરાદિકથી વ્યવહાર કરે તોપણ લેપાતો નથી.[૭૬] પુરુષ અન્યમાં મન હોવાથી જોતાં છતાં જોતો નથી, સાંભળતાં છતાં સાંભળતો નથી, સ્પર્શ કરતાં છતાં સ્પર્શ કરતો નથી, સૂંઘે છે તોપણ સૂંઘતો નથી ને નેત્ર ઉઘાડે છે તોપણ ઉઘાડતો નથી. એટલે 'મારું મન બીજે ઠેકાણે હતું, તેથી મેં જોયું નહીં, મારા સાંભળવામાં આવ્યું નહી,' એવી રીતે કર્તા છતાં પણ અકર્તાપણાનો વ્યવહાર કરે છે. ઇંદ્રિયો, બલાત્કારથી વિષયોમાં પડે તોપણ પોતે પડતો નથી, એ વાત, આબાલવૃદ્ધ સૌને પ્રસિદ્ધ છે.[૭૭-૮૦] એટલા માટે હે રામ! સંગ, પદાર્થોનું કારણ છે, સંસારનું કારણ છે, આશાનું કારણ છે ને આપત્તિનું પણ કારણ છે.[૮૧] સંગનો ત્યાગ કરવાથી મોક્ષ થાય છે, એટલે વર્તમાન દેહનો સંબંધ છૂટે છે ને ભવિષ્યના દેહનો બંધ થતો નથી. માટે હે રામ! તમે જગતના સર્વ પદાર્થોનો સંગ મૂકો ને જીવન્મુક્ત થાઓ.[૮૨]

રામ પૂછે છે–હે મુને! હે સર્વ સંશય મટાડવામાં સમર્થ! સંગ કોને કહેવો? તે સંક્ષેપથી કહો.[૮૩]

વસિષ્ઠ કહે છે–હે રામ! પદાર્થોના ભાવથી હર્ષ આપવાવાળી અને અભાવથી શોક ઉત્પન્ન કરવાવાળી મલીન વાસના જ સંગ કહેવાય છે.[૮૪] પુનર્જન્મને આપવાવાળી અને હર્ષ શોકથી રહિત એવી જીવન્મુક્તની વાસના શુદ્ધ કહેવાય છે, તે જ અસંગ કહેવાય છે. એ શુદ્ધ વાસના, પ્રારબ્ધ કર્મનો ક્ષય થાય ત્યાં સુધી રહે છે ને એ વાસનાએ કરી જે કર્મ થાય તે બંધનકારક નથી.[૮૬] અજ્ઞાનીની મલિન વાસના તે હર્ષ શોકને આપવાવાળી ને બંધનકારક છે.[૮૭] તે જ સંગ કહેવાય છે, ને પુનર્જન્મને આપવાવાળી છે. એ વાસનાથી જે કર્મ થાય, તે બંધનકારી થાય છે.[૮૮] માટે હે રામ! વિક્ષેપ કરવાવાળા એ સંગને તજી સ્થિર થઇ રહેશો તો કર્મ કરવાથી પણ લેપાશો નહીં.[૮૯] જો તમે હર્ષ તથા શોકે કરી વિકાર પામશો નહી, ને રાગ, ભય તથા ક્રોધને તજી દેશો, તો અસંગ જ છો.[૯૦] હે રામ! જો તમને દુઃખે કરી ગ્લાનિ ન થાય, સુખે હર્ષ ન થાય, ને આશા ન થાય, તો તમે અસંગ જ છો.[૯૧] સુખ દુઃખવાળા વ્યવહારમાં રહીને પણ બ્રહ્મૈકરસતાને મૂકશો નહીં, તો તમે અસંગ જ છો.[૯૨] ચિત્સ્વભાવ આત્મા, ચરાચર જગતમાં સમાન છે એમ જાણવામાં આવે, ને તેથી પ્રારબ્ધને અનુસરી સુખ દુઃખ જે કાંઇ પ્રાપ્ત થાય, તે નિર્વિકારપણાથી ભોગવો તો તમે અસંગ છો.[૯૩] હે રામ! અસંગ અને સ્થિર એવી

જીવન્મુક્તિસ્થિતિનો આશ્રય કરી સમદૃષ્ટિવાળા, વિક્ષેપ વગરના અને વીતરાગ થાઓ.[૯૪] તત્ત્વવિત્ જિતેંદ્રિય, મદ માન તથા દ્વેષ રહિત, ને ચિંતા વગરનો જીવન્મુક્ત થઇ રહે છે.[૯૫] તત્વજ્ઞ, વિક્ષેપ કરવાવાળા વિષયો પુષ્કળ હોય તો પણ વિક્ષેપ પામતો નથી. અંદર ઇચ્છા ને બહાર યાચના આદિ દીનતા ભોગવતો નથી, તેમ જ પોતાના વર્ણાશ્રમને યોગ્ય કર્મવિના અન્ય કાંઇ પણ કરતો નથી.[૯૬] જ્ઞાની, પોતાનાં કર્તવ્ય કર્મ કરે છે તો પણ તેમાં કર્તાપણાનું અભિમાન કરતો નથી. ફલની ઇચ્છા રાખતો નથી ને સ્વસ્વરૂપમાં રમે છે.[૯૭] હે રામ! મંદરપર્વતે કરી મથન કરાએલો ક્ષીર સાગર પણ પોતાના શ્વેતપણાને જેમ મૂકતો નથી, તેમ તત્ત્વવેત્તા, આપત્તિ અથવા સંપ્રત્તિને પામીને પણ શમ, દમ, પ્રસન્નતા અને સમદર્શિતા આદિ પોતાના સ્વભાવને મૂકતો નથી.[૯૮] જીવન્મુક્ત, ચક્રવર્તી રાજ્ય મળે વા દરિદ્રતા આવી જાય, અજગરયોનિ મળે વા ઇંદ્રપદવી મળે, તો પણ ચંદ્રની પેઠે હર્ષ શોક રહિત જ રહે છે.[૯૯] હે રામ! જીવન્મુક્તિની પ્રાપ્તિનો ઉપાય, રાગ, દ્વેષ, ભેદ અને વાસનાના ક્ષયના અભ્યાસપૂર્વક આત્મવિચાર કરવો એ જ છે. માટે તમે પણ તે વિચાર કરો, જેણે કરી તમને જીવન્મુક્તિનું સુખ મળે.[૧૦૦] હે રામ! તે વિચારે કરી, સમાધિમાં પ્રવૃત્તિ થાય છે ને તેણે કરી વાસના ક્ષય થવાથી શુદ્ધ થયેલી બુદ્ધિમાં આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. એથી સર્વ દુઃખ રહિત અને પરમાનંદ રૂપ પરમપદની પ્રાપ્તિ થાય છે ને પુનર્જન્મ આપવાવાળી અવિદ્યા તથા તેનાં કાર્યરૂપી સર્વ અનર્થોની શાંતિ થાય છે. માટે તમે પણ તે વિચારે કરી પરમપદને પ્રાપ્ત થઇ પરમાનંદરૂપ સ્વસ્વરૂપમાં રહો.[૧૦૧]

इति श्रीवाल्मीकि ऋषि विरचित श्रीयोगवासिष्ठ महारामायणनुं

उपशम प्रकरण समाप्त.

**इति प्रथम खण्ड.**